ગુજરાતની જનતા, એનો સ્વભાવ, એનો પહેરવેશ અને એના રિવાજો, એના ઉત્સવો અને યાત્રાઓ, લોકકથાઓ અને લોકગીતો, ધાર્મિક સંપ્રદાયો અને નાતના આદર્શો, એની તપોભૂમિઓ અને એનુ વહાણવટુ — એ બધાનું રહસ્ય તારવી એની અંદર રહેલાં કળાબીજનુ વર્ણન આપ્યું હોત તો ગુજરાત માટે એ આવશ્યક હતુ. પણ આ પ્રાંતમાં વીસ વરસ રહ્યા છતાં હું બધે ફરી શક્યો નથી. અને આ બધાં રૂપમાં પ્રગટ થતી કળાનું રહસ્ય પ્રગટ કરવાની મારી શક્તિયે નથી. આ કામ તો ભવિષ્યનો કોઈ કળાત્મા અવશ્ય કરશે એવો વિશ્વાસ રાખીને જ મારે સંતોષ માનવો રહ્યો. આ કામ જ્યારે થશે ત્યારે ગુજરાતમાં ગુજરાતની પોતાની ખાસ કળાનો નવો અવતાર થશે અને તે ભારતીય કળાનાં કેટલાંક અંગો સંપૂર્ણ રીતે ખીલવશે

મેં તો કેવળ કળાનાં કેટલાંક અંગોનું સૂચનમાત્ર કર્યું છે. જ્યારે એકાદ પ્રાણવાન કળામંડળ સ્થપાશે અને એક એક સંસ્કારી યુવાન એક એક વિભાગને પોતાનું જીવન અર્પણ કરવાનો અને એને પ્રજાસેવા માટે પૂર્ણ રીતે ખીલવવાનો સંકલ્પ કરશે ત્યારે જ આપણે કળાના ઉપાસક છીએ એમ કહી શકાશે. અત્યાર સુધી જે થયું છે એને તો પહેલી સલામીનું નામ પણ ભાગ્યે જ અપાય. હું તો માનુ જ છું કે મેં સૂચવેલી બધી કળાઓ એક જ સાર્વભૌમ જીવનકળાનાં જુદાં જુદાં પાસાંઓ છે અને જીવનકળામાં તો પુરુષાર્થ, સમભાવ, પ્રેમ, નિષ્ઠા, સેવા આદિ અનેક વૃત્તિઓનો જ પ્રધાનપણે સમાવેશ થાય છે. જીવન-કળાનાં અંગો જ વિચારવાં હોય તો એમાં જ્ઞાનનિષ્ઠા, સત્યપરાયણતા, બુદ્ધિની પ્રગલ્ભતા, સજ્જનતા, ઉદારતા, સમયસૂચકતા, પ્રમાણબદ્ધતા, રસજ્ઞતા, ઔચિત્ય, સહાનુભૂતિ, સેવાભાવ, ત્યાગવીરતા, શ્રદ્ધા, બેફિકરી, અને ઈશ્વરભક્તિ — એ બધા ગુણો આવી જાય છે. જીવનકળાની દૃષ્ટિએ આ દરેક ગુણોનો સંબંધ શો છે, એનું મહત્ત્વ કેટલુ છે, એ બધાનું વર્ણન કરવા જતાં કળાનું સર્વ-માન્ય ક્ષેત્ર છોડી આદર્શના ગગનમાં વિહાર કરવો પડે. મારો તો વિશ્વાસ છે કે આ દૈવી સંપત્તિની ખિલવણીથી જ કળાનો વિકાસ થવાનો છે. કળાનું પૂર્ણ સ્વરૂપ પારખવા માટે પણ આટલી પૂર્વતૈયારી જોઈએ છે. પણ એ ચર્ચામાં આપણે અહીં કેમ ઊતરી શકીએ?

અત્યાર સુધી એમ થતુ આવ્યું છે કે જે જે પરિષદ, સભા કે સંસ્થામાં ગાંધીજી પ્રમુખ થયા છે ત્યાં ત્યાં આખા વરસ માટે કાંઈક ને કાંઈક નિયમિત અને નવી દિશા ખેડતુ કાર્ય ચાલતું થયું છે આ વરસે ગાંધીજીએ સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે. એટલે સાહિત્યના ક્ષેત્રમાં કંઈક તો સંગીન કામ થશે જ એમ હું માનું છું. 'ગામડાના ખેડૂતો અને મિલના મજૂરો, કારીગરો અને વેપારીઓ, બ્રાહ્મણો અને વાણિયાઓ, હરિમંદિરના પૂજારીઓ,

અને એ મંદિરની બહાર જ જેમને રહેવું પડે છે એવા હરિજનો, મૂડી-વાદીઓ અને સામ્યવાદીઓ, દેશી રાજાઓ અને એમની હસ્તીથી અકળાયેલા એમના ટીકાકારો — બધાને એક જ પ્રવૃત્તિમાં એકઠા સહકાર કરવાની તક આપવાનું કામ આપણી કળાની ઉપાસના મારફતે થશે. કળાની ઉપાસનામાં સાંપ્રદાયિકતા નથી. એટલે હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ, ખોજા અને મેમણ — બધા જ પંથના અને બધા જ ધર્મના લોકો કળાની ઉપાસનામાં એકત્ર આવશે અને એક થઈ બતાવશે :

समानमस्तु वो मनः
समाना हृदयानि वः